# કૌટુમ્બિક અર્થશાસ્ત્ર

(લેખક: નરહરિ પરીખ)

પ્રકાશક:
ત્રિભુવનદાસ ધર્મચંદ શાહ

## નિવેદન

આપણું જીવન આજે વિચારશૂન્ય થઇ ગયું છે અને થતું જાય છે. શુદ્ધ ગૃહજીવનનો આનંદ આપણી જ્ઞાતિમાં બહુ થોડા ભોગવતા હશે. આપણે આપણું જીવન વિચારપૂર્વક ગાળતા થઇ જઇએ તો આપણું પોતાનું તથા આપણાં સંબંધીઓનું જીવન સુખમય કરીએ અને સમાજને તથા દેશને ઉપયોગી નીવડીએ. વિચારપૂર્વક ગાળેલું કૌટુમ્બિક જીવન કેવું હોય તે આ લેખમાં બતાવેલું હોવાથી તે જૂદો છપાવી આપણી જ્ઞાતિમાં વહેંચવાનું મને યોગ્ય લાગ્યું છે.

આ લેખના લેખક શ્રી નરહરિભાઈ મહાત્મા ગાંધીજીના અંગત પરિચયમાં આવેલા હોવાથી, લેખમાં પ્રદર્શિત થયેલા ઘણા ખરા વિચારો મહાત્માજીના સિદ્ધાન્તોને અનુસરતા છે એ સુજ્ઞ વાચકો જોઈ શકશે.

સ્વરાજ્ય–આશ્રમ,<br>
સરભણ<br>
રેંટિયા બારશ<br>
ભાદરવા વદ ૧૨<br>
સં. ૧૯૮૧

ત્રિભુવનદાસ ધર્મચંદ શાહ

# કૌટુમ્બિક અર્થશાસ્ત્ર



આપણા દેશમાંજ નહિ, પરંતુ દરેક દેશમાં આજે કોઇ મોટામાં મોટો પ્રશ્ન હોય તો તે આર્થિક પ્રશ્ન છે. છેલ્લા બે ત્રણ સૈકામાં પશ્ચિમના દેશોમાં ઉભું થયેલું અર્થશાસ્ત્ર આજે સર્વત્ર માન્ય થયું છે. પરંતુ કોઇ પણ સમાજનું તે કલ્યાણ સાધી શક્યું નથી એમ કહી શકાય. આખા દેશને તો તે જરાય અનુકૂળ નથી આવ્યું. એ અર્થશાસ્ત્ર આપણે માટે તો અનર્થ-શાસ્ત્રજ નીવડ્યું છે એટલે એવા અર્થશાસ્ત્રથી આપણામાં ભરાયલા ખોટા ખ્યાલો દૂર કરી આજે અવ્યવસ્થામાં ભારે ફેરફારો કરવા બહુજ જરૂરના છે. સમાજ રચનામાં કુટુમ્બ એ બહુ અગત્યનું અંગ છે. આ લેખમાં તેના અર્થશાસ્ત્રનો વિચાર કર્યો છે.

રાષ્ટ્રના અર્થશાસ્ત્રમાં રાષ્ટ્રની સંપત્તિની ઉત્પત્તિ, સંપત્તિની વહેંચણી તથા સંપત્તિનો વ્યય એ ત્રણ વસ્તુઓનો તથા તે ત્રણ વસ્તુઓ બહુ સારી રીતે થઈ શકે માટે સમાજવ્યવસ્થા કેવી હોવી જોઇએ એનો વિચાર કરવામાં આવે છે. કુટુમ્બના અર્થશાસ્ત્રમાં સંપત્તિની ઉત્પત્તિ એટલે કુટુમ્બની આવક, અને સંપત્તિનો વ્યય એટલે કુટુમ્બનું ખર્ચ, એ બેનોજ વિચાર કરવાનો હોય છે. સંપત્તિની વહેંચણીનો કુટુમ્બમાં મોટો પ્રશ્ન નથી હોતો, કારણ કુટુમ્બની સંપત્તિ આખા કુટુમ્બની એકત્ર માલકીનીજ ગણાય છે. આ ઉપરાંત કૌટુમ્બિક અર્થશાસ્ત્રમાં કુટુંબપદ્ધતિ, એટલે સંયુક્ત અથવા વિભક્ત કુટુમ્બપદ્ધતિ, કુટુમ્બનો જ્ઞાતિ તથા સમાજ સાથે સંબંધ અને તેને લગતા વ્યવહારો, તેનો વિચાર કરવો જોઇએ.

પ્રથમ આવક અથવા કમાણીનો વિચાર કરીએઃ સાધારણ રીતે મનાય છે કે જે માણસ વધારેમાં વધારે કમાણી કરે તે વધારે હોશિયાર. આવા માણસની સમાજમાં પ્રતિષ્ઠા પણ વધારે હોય છે. પરંતુ માણસ કેટલી કમાણી કરે છે તેના કરતાં તે કેવી રીતે કમાણી કરે છે એ વસ્તુ વધારે મહત્ત્વની છે. જુગાર, ઠગાઈ, ચોરી, છિનાળી, લૂંટફાટ અને એવા અનીતિમય માર્ગે કમાણી કરનારને સમાજમાં સ્થાનજ નથી. તેની કશી પ્રતિષ્ઠા નથી. એવી આવક નિંદ્ય અને ત્યાજ્ય છે એ વિષે શંકાજ નથી. સમાજને માન્ય એવા જે કમાણીના રસ્તા છે તેના સામાન્ય રીતે બે વિભાગ પાડી શકાય. જાત મહેનત કરી કમાણી કરનારા-જેવા કે ખેડુત, વણકર, સુથાર, લુહાર, કડિયા

વગેરે અને બુદ્ધિનો ઉપયોગ કરી કમાણી કરનારા જેવા કે સરકારી અમલદાર, દાકતર, વકીલ, ઇજનેર, મેનેજર, વેપારી વગેરે. આજે આ બે વર્ગમાંથી બુદ્ધિનો ઉપયોગ કરીને કમાણી કરનારા વધારે કમાણી કરે છે અને સમાજમાં તેમની પ્રતિષ્ઠા પણ વધારે છે. આ ઉપરાંત સટ્ટામાં કમાણી કરનારા, કેવળ વ્યાજની કમાણી ઉપર આજીવિકા ચલાવનારા, એવો પણ વર્ગ છે. તે પહેલા બે વર્ગમાંથી એકેમાં નથી આવતો. જો કે આવા લોકોની પણ સમાજમાં સારી પ્રતિષ્ઠા હોય છે. પરંતુ બુદ્ધિ ઉપર જીવનારા અથવા નસીબ કે તકદીરના જોરે કમાણી કરનારા કે બાપદાદાની મુડી ઉપર નભનારા એ બધા પૂરેપૂરી પ્રામાણિક રીતે પોતાનો ધંધો મેળવે છે એમ ન કહી શકાય, અને તેટલે દરજ્જે તેમની પ્રતિષ્ઠા ઓછી હોવી જોઇએ.

સાચું જોવા જઇએ તો માણસની કમાણી તેની જાતમહેનત ઉપર હોવી જોઇએ. સમાજની જે સ્વાભાવિક હાજતો છે તે પૂરી પાડીને માણસ પોતાનો રોટલો કમાય. પછી તે શારીરિક મહેનત કરીને સમાજની હાજતો પૂરી પાડતો હોય કે માનસિક મહેનત કરીને. આમાં એ વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવાની છે, કે માણસ સમાજની હાજત પૂરી પાડે તે હાજત સ્વાભાવિક અને સમાજને જરૂરી હોવી જોઇએ, કૃત્રિમ અને હાનિકારક નહિ હોવી જોઇએ. જેને અન્યાય થયો હોય તેને દાદ મળે એટલા ખાતરજ વકીલ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરે અને પોતાનો બધો સમય એવાં કામોમાંજ ગાળે તો સમાજ તરફથી તેને જરૂર પોષણ મળવું જોઇએ અને સમાજમાં તેની

પ્રતિષ્ઠા પણ હોવી જોઇએ. પણ આજે વકીલો શું કરે છે? લોકોમાં જેમ કજીયા વધે તેમ તેઓ રાજી થાય છે, કજીયા વધારવામાં મદદ પણ કરે છે. લડવું એ કાંઇ માણસની સ્વાભાવિક હાજત કે સ્વાભાવિક સ્થિતિ નથી. છતાં લોકોને લડવાના કામમાં ઉત્તેજી તેમાં મદદ કરી તેની પાસેથી મનમાન્યા પૈસા લેવાનું કામ વકીલો કરે છે. વકીલોનો ધંધો બહુ માનવંતો ગણાય છે, પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિએ તપાસીએ તો બહુ થોડા વકીલો માનને લાયક હોય છે.

આજના દાકતરના ધંધાનું પણ, જો કે વકીલો કરતાં કાંઇક ઓછે અંશે, એવુંજ ગણાય. દાકતરી જ્ઞાન બહુ ઉપયોગી છે, પણ તેનો ઉપયોગ રોગ અટકાવવામાં, આરોગ્ય રહેવાની કળા શોધવામાં થાય તો. જે દાકતર સમાજને સ્વચ્છ અને તન્દુરસ્ત રહેતાં શીખવે અને પોતાનો બધો સમય એમાંજ ગાળે એને સમાજ પાસેથી પોતાની આજીવિકા લેવાનો જરૂર હક છે. પરંતુ અજ્ઞાનથી, કુટેવોથી કે સ્વચ્છંદી જીવનથી માંદા પડેલા લોકોની ગરજ જોઇ તેમની પાસેથી વધારે પૈસા કેમ કઢાવવા એવી વૃત્તિ રાખનારા દાકતરો ઘણા હોય છે અને તેવી રીતે કમાણી કરનારા સમાજમાં પ્રતિષ્ઠિત ન ગણાવા જોઇએ.

વેપારીઓની કમાણીનો વિચાર કરીએ. વેપારીએ સમાજની કઇ હાજતો પૂરી પાડવાની હોય છે? જે વસ્તુઓ વિના લોકોને ચાલીજ ન શકે તેમ હોય અને તેવી વસ્તુઓ એ સમાજમાં પેદા ન કરી શકાય એવી સ્થિતિ હોય તો જ્યાં સ્વાભાવિક રીતે આવી વસ્તુઓ સસ્તામાં સસ્તી બનતી હોય ત્યાંથી લાવી સમા-

જને તે પૂરી પાડવી એ વેપારીનું કામ છે. વળી જે અમુક સમાજમાં પોતાને જોઇએ તે કરતાં વધારે માલ પેદા થતો હોય તો આવો વધારાનો માલ બીજે લઇ જઇ વેચવાનું કામ પણ વેપારીનું છે. આવી રીતે માલની લેવડદેવડ કરવાના બદલામાં પોતાના મહેનતાણા તરીકે વેપારી અમુક નફો લે એ બરાબર છે. પરંતુ જે વેપારી લોકોની ગરજ જોઇ પોતાનો નફો એકદમ વધારી દે; અથવા જે લોકોને ખાવાને પૂરતું અનાજ ન રહેતું હોય એવા ખેડુતો પાસેથી, તેમની કફોડી સ્થિતિ અથવા અજ્ઞાનનો લાભ લઈ અનાજ ખરીદી લઇ, ફરી તેમનેજ બહુ મોંઘે ભાવે વેચે અથવા પોતાને થોડી દલાલી મળે તે ખાતર પરદેશ ચડાવી દે; અથવા કાપડ જેવી વસ્તુ જે આપણા દેશમાં જ્યાં કપાસ જોઇએ તેટલો ઉગે છે ત્યાંજ ઉત્પન્ન થવી સ્વાભાવિક છે, તેવી વસ્તુઓ પરદેશથી લાવી વેચે અથવા વેચવામાં મદદ કરે; અને આમ કરી ધન કમાય એ બહુ અયોગ્ય છે. આવા વેપારીઓનો વ્યાપાર દેશમાં મોંઘવારી, ગરીબાઇ અને ભૂખમરો પેદા કરવામાં કારણભૂત બને છે. આવી કમાણી એ દેશનો કે સમાજનો દ્રોહ કરીને મેળવેલી કમાણી છે, સમાજનાં વ્યસનોને પોષી જેઓ પોતાની આજીવિકા મેળવે છે તેઓ પણ પ્રતિષ્ઠિત ગણાવા જોઇએ નહિ. દારૂતાડીનો વેપાર કરીને અથવા અફીણગાંજો વેચીને કરેલી કમાણી ત્યાજ્ય છે.

હોટેલોવાળા, નાટકસીનેમાવાળા જેટલે દરજ્જે સમાજની હલકી વૃત્તિઓને પોષી પોતાની કમાણી કરે છે, તેટલે દરજ્જે તે ખોટી કમાણી છે.

સટોડિયાઓ તો સમાજની કશીજ સેવા કરતા નથી. સમાજને તેમની કશીજ જરૂર નથી. એ લોકો તો પોતે ઉભા કરેલા કલ્પિત વ્યાપારમાં રચ્યાપચ્યા રહે છે. સટ્ટામાં કમાવું એમાં કાંઈ બુદ્ધિનું કામ પણ નથી. જેના ઉપર પોતાનો કાબુ નથી હોતો એવી વસ્તુઓ વિષે અટકળ કરી અથવા ધારણા બાંધીને આ લોકો કામ કરે છે એટલે તેમના વેપારમાં અને જુગારમાં કશોજ તફાવત નથી. આ છતાં સટ્ટામાં ફતેહમંદ નીવડી ધનિક બનેલા માણસો સમાજમાં પ્રતિષ્ઠિત ગણાય છે!

ઉપરની ચર્ચામાંથી કમાણીનાં ક્યાં સાધનો આજે પ્રતિષ્ઠિત ગણાતાં હોય છતાં પણ સદોષ છે તેનો ખ્યાલ આવશે.

દરેક સુધરેલા સમાજમાં આજીવિકા મેળવવાનું પ્રામાણિકમાં પ્રામાણિક સાધન ખેતીજ ગણાય છે. ખેડુત કુદરતની સાથે મૈત્રી કરીને એટલે પવન, પાણી તથા તાપની મદદ વડે જમીનમાંથી ધન ઉત્પન્ન કરે છે. તેને બીજા કોઇ ઉપર આધાર રાખવો નથી પડતો. ઉલટું પોતાની મહેનતથી આખા જગતને તે નીભાવે છે. તેથીજ ખેતીના ધંધાને ઉત્તમ ધંધો કહ્યો છે અને ખેડુતને જગતનો તાત કહ્યો છે. અહીં ખેડુતનો અર્થ જમીનનો માલીક, એ નથી કરવાનો, પરંતુ હળ હાંકીને જે જમીન ખેડે છે અને મહેનત કરીને અનાજ પકવે છે તેજ ખરો ખેડુત છે. મજુરો રાખીને ખેતી કરાવનાર તો મજુરોનો મુકાદમ છે તથા તે મજુરોએ પકવેલા માલનો વેપારી છે. સાચો ખેડુત તો જમીન ઉપર જાતે મહેનત કરે છે તેજ

છે. આજે આપણા ખેડુતોની દશા બહુ રાંક છે. પોતાના અજ્ઞાનને લીધે સરકારના તથા શાહુકારના જુલમનો તેઓ ભોગ થઇ પડ્યા છે. પરંતુ પોતાની શકિતનું તેમને સાચું ભાન થાય તો દુનિયાની કોઈ સલ્તનત ખેડુતને દબાવી શકે નહિ. તેથીજ એક અંગ્રેજ કવિએ સાચા અને બહાદૂર ખેડુતોને દેશની શોભા, દેશને ગર્વ લેવા લાયક ધન કહ્યું છે.

પરંતુ સમાજમાં કાંઇ બધા ખેડુતો ન હોય. સમાજને અન્ન ઉપરાંત શારીરિક, માનસિક અને આધ્યાત્મિક બીજી અનેક વસ્તુઓની જરૂરિયાતો પૂરી પાડવાનું કામ કરનારા પણ હોવા જોઇએ. આમાં સમાજની સાચી, સ્વાભાવિક અને યોગ્ય જરૂરિયાતો હોય તે પૂરી પાડી, તેના બદલામાં સમાજ સ્વેચ્છાથી જે આપે તે લઇ પોતાનું ગુજરાન જે ચલાવે તે પૂરેપૂરો પ્રામાણિક ગણાય. આ દૃષ્ટિએ જોતાં વણકર, લુહાર, સુથાર, કડિયા વગેરે શ્રમજીવી વર્ગની કમાણીનો માર્ગ પ્રામાણિક છે એમાં શંકા નથી. બુદ્ધિજીવી વર્ગમાંથી મોટો ભાગ પ્રામાણિકપણે કમાતો નથી એમ કહી શકાય. છતાં બુદ્ધિજીવી વર્ગની પ્રતિષ્ઠા આજે મોટી છે, તેનું કારણ એ છે કે સેવા કરે છે તેના બદલામાં સમાજ પાસેથી બહુ ભારે આવેજ લેવાની રીત પડી ગઈ છે. શ્રમજીવી માણસ ધનિક થઇ શકતો નથી, ત્યારે બુદ્ધિજીવી માણસોને ધનિક થવાની તક વધારે મળે છે. અને આજે પ્રામાણિકતાના કરતાં સમાજમાં ધનની પ્રતિષ્ઠા વધારે હોવાથી બુદ્ધિજીવીને ખોટી પ્રતિષ્ઠા મળી ગઇ છે. સમાજની હાજતો પૂરી પાડનારને એટલે કે સમાજની

સેવા કરનારને—પછી તે સેવા શારીરિક હો, માનસિક હો કે આધ્યાત્મિક હો—સમાજ પાસેથી કેટલું મળે તે પ્રશ્ન બહુ વિચારવા જેવો છે. એને માટે યોગ્ય ધોરણ આ હોઇ શકે કે જે લોકોમાંથી માણસ પોતાની કમાણી કરે તે લોકો જેવી રીતે રહેતા હોય તેવી રીતે રહી શકે એટલું ધન તેને મળે. જે સમાજમાંથી આજીવિકા મેળવે છે તેના કરતાં રહેણીનું ઉંચું ધોરણ રાખવાનો માણસને અધિકાર નથી.

આ ધોરણે સમાજ ચાલે તો દુનિયામાં કોઈ પ્રામાણિક અને ઉદ્યાગી માણસ ભૂખે ન મરે. તેમ કોઇ માણસ પાસે જોઇએ તે કરતાં વધારે ધનસંચય પણ ન થઇ જાય. આજે કેટલાક લોકો બહુ ધનિક જોવામાં આવે છે અને કેટલાક મહેનત કરવા છતાં માંડ માંડ પણ પૂરૂં પેટ નથી ભરી શકતા. તેનું કારણ એટલું જ છે કે સમાજની વ્યવસ્થા અન્યાયી છે. સમાજની અન્યાયી વ્યવસ્થાનો લાભ લઇને અથવા કાંઇ કાળું ધોળું કરીને જ માણસ શ્રીમંત થઈ શકે છે. તેથી જ ભગવાન ઇશુએ કહ્યું છે, કે વળી આટલી વાત હૈયે રાખજો કે સોયના નાકામાં થઇને ઉંટ નીકળી જાય તો નીકળી જાય પણ પૈસાવાળાનો પ્રવેશ પ્રભુના ધામમાં થવો મુશ્કેલ છે.

હવે આપણે ખર્ચનો વિચાર કરીએ. કોઇ પણ કુટુમ્બ આવક કરતાં ખર્ચ વધારે કરે અને હંમેશાં પોસાય નહિ એવી રહેણી રાખે એ આત્મઘાતક છે એમાં શંકા જ નથી. આવક જેટલું જ ખર્ચ હોય, કાંઇક ઓછું હોય એ સુવર્ણ નિયમ છે. એટલે દરેક કુટુમ્બે પોતાના ખર્ચનું અંદાજપત્ર

આવકને અનુસરીને બનાવી રાખવું જોઇએ. અંદાજપત્ર બનાવતી વખતે કુટુમ્બે પોતાની શારીરિક અને માનસિક જરૂરિયાતો, મોજશોખો, સામાજિક વ્યવહારને લગતાં ખર્ચો, ધર્માદા અથવા જાહેર ફંડમાં મદદ વગેરે ખર્ચોનો વિચાર કરી લેવો જોઇએ. વળી બધા પ્રકારનાં ખર્ચો વચ્ચે યોગ્ય પ્રમાણ જળવાવું જોઇએ. કોઇ કુટુમ્બ મોટાઇની ખાતર કે મોજશોખની ખાતર જરૂરી ખર્ચ ઓછું કરી બીજું ખર્ચ વધારે કરે એ યોગ્ય નથી. અંદાજપત્ર બનાવતી વખતે નીચેનાં ખર્ચોનો વિચાર કરવો જોઇએ.

૧. ખોરાક
૨. કપડાં
૩. ઘર
૪. રાચરચીલું
૫. અતિથિસત્કાર
૬. બાળકોની કેળવણી-પુસ્તકો માસિકો વગેરેનું ખર્ચ
૭. પ્રવાસ-યાત્રા
૮. મંદવાડ
૯. ઘરેણાં-વીમો
૧૦. લગ્ન
૧૧. મરણ પાછળ ભોજન શ્રાદ્ધ સંવત્સરી
૧૨. વ્રત ઉત્સવાદિને લગતાં ખર્ચ
૧૩. લાગા જાહેર ફાળો-ધર્માદા

૧૪. મોજશોખનાં ખર્ચો
૧૫. નોકર ચાકરનું ખર્ચ

હવે દરેક ખર્ચનો પૃથક્ પૃથક્ વિચાર કરીએ.

**૧. ખોરાક.** જેના વિના બીલકુલ ન ચાલી શકે તેવું આ ખર્ચ છે. પરંતુ બરાબર વિવેકપૂર્વક આ ખર્ચ આપણે કરતા નથી. ખોરાક સાદો અને પૌષ્ટિક હોવો જોઇએ. આપણા દેશમાં ઘણા લોકો ગરીબાઇને કારણે પૌષ્ટિક ખોરાક લઇ શકતા નથી એ એક પ્રશ્ન તો છેજ. પરંતુ મધ્યમ વર્ગના લોકો જેમની આવક બહુ ભારે નથી હોતી તેઓ બીજાં ખર્ચોને મહત્ત્વ આપી તે ખર્ચ કરવા માટે ખોરાકના ખર્ચમાં કાપકૂપ કરે છે. બહાર સારી સ્થિતિ દેખાડવા ખાતર ઘરમાં સૂકું પાખું ખાઇ કપડાંનો તથા બીજા બાહ્ય દેખાવોનો ખર્ચ કરનારાં ઘણાં કુટુમ્બો હોય છે. આમ કરવામાં તેઓ સારી ત્રેવડ કરી કુટુંબની શોભા વધારે છે એવું માને છે. કુટુમ્બની સ્થિતિ સહેજ નબળી પડે તોપણ પહેલો કાપ ખોરાકી ખર્ચ ઉપર મૂકાય છે. સ્વાદ અને પૌષ્ટિક તત્ત્વ બે વચ્ચે પસંદગી કરવાની હોય ત્યાં પણ મોટે ભાગે સ્વાદનેજ પ્રાધાન્ય આપવામાં આવે છે. ચહા, કોફી, ચેવડો, ભજિયાં, બજારની મિઠાઈ આ બધાં વ્યસનો નિર્દોષ મનાય છે. પણ ખોરાક તરીકે આવી વસ્તુઓની કશી કીમત નથી. હોજરીને બગાડવાનુંજ તે કામ કરે છે. કેટલાંક કુટુંબોમાં તો ચહાનું ખર્ચ લગભગ ખોરાકી ખર્ચ જેટલું થવા જાય એવી સ્થિતિ પણ આવી ગઇ છે. એટલે ખોરાકની બાબતમાં આપણે વિવેક વાપરીએ તો ઘણા નકામા

ખર્ચો બચાવી શરીરને પોષણ મળે એવો ખોરાક લઇ શકીએ. બહુ મસાલા ખાવાથી સ્વાદેન્દ્રિય બુઠ્ઠી થઇ જાય છે. તેથી હોજરી બગડી જાય છે એ વસ્તુ તરફ પણ ધ્યાન ખેંચવાની જરૂર છે.

૨. **કપડાં.** કપડાં પાછળ આપણે કરવું જોઇએ તે કરતાં ઘણું વધારે ખર્ચ કરીએ છીએ. છોકરાં તથા બૈરાંના ફેન્સી ડ્રેસ તથા પુરુષોમાં ગોરા લોકોના પોષાકનું અનુકરણ કરવાની પ્રવૃત્તિ એણે આપણું ખર્ચ બહુ વધારી મૂક્યું છે. કપડાંની કીમત જેટલું તો દરજીની સિલાઇનું બિલ ઘણી વખત થઇ જાય છે. આટલું છતાં સ્વચ્છતા એ શું ચીજ છે એ આપણે બરાબર નહિ સમજેલા હોવાથી કીમતી છતાં ગંદાં હોવાથી આંખને ગમે નહિ એવાં કપડાં પહેરેલાં કેટલાં બધાં છોકરાં તથા બૈરાં જોવામાં આવે છે? પુરુષો કાળી ટોપીઓ અને કાળા કોટ પહેરે છે. તેઓ શરીર ઉપર કેટલો મેલ લઇને ફરે છે તે જાણતા નથી. એટલે આપણા કપડામાં સાદાઇ અને સ્વચ્છતા એ બેની બહુજ અપેક્ષા છે.

હાલ દેશમાં ચાલતી ખાદીની પ્રવૃત્તિએ કપડાં બાબતના આપણા ખોટા ખ્યાલો દૂર કર્યા છે. એ પ્રવૃત્તિ વધતી જાય છે, એ દેશને માટે બહુ શુભ ચિહ્ન છે.

૩. **ઘર.** જેને પોતાની માલકીનું ઘર હોય તેને આ ખર્ચ ચાલુ નથી હોતું, પરંતુ પોતાની મીલકતનોજ તે એક ભાગ હોય છે. ઘર હવા અજવાળાવાળું, સ્વચ્છતા સાચવવાની સગ-

વડવાળું અને સારી સોઇવાળું હોવું જોઇએ. ગામડામાં આ સગવડો સહેજે મળી શકે તેવી હોય છે છતાં આપણા અજ્ઞાન તથા આળસને લીધે આપણાં ગામડાંનાં ઘર ભાગ્યેજ સગવડ-વાળાં હોય છે.

શહેરોમાં ઘરનો પ્રશ્ન બહુ ગભીર થઇ પડયો છે. સારૂં ઘર ન રાખી શકે એવી સ્થિતિવાળા બહારથી આવીને શહેરમાં વસેલા લોકો તો ઘરની અગવડ ખાતરજ શહેર છોડીને જતા રહે એ સલાહભરેલું છે. કારણ તબિયત છેક લાશ કરી નાંખી આવાઓને છેવટે તો પોતાને વતન પાછા કરવુંજ પડે છે. કરકસરની ખાતર ગંદી શેરીમાં કે અનારોગ્ય ઘરમાં રહેવું એના જેવું આત્મઘાતક બીજું કશું નથી

જાજરૂને આપણે જોઇએ તેટલું મહત્ત્વ આપતા નથી. પરંતુ શહેરોનાં જાજરૂ આ પૃથ્વી ઉપર નરકનું દર્શન કરાવે છે. અસ્પૃસ્યતાનો પૂજારી હિંદુ સમાજ ગામમાં ઢેડવાડો રાખીને સંતુષ્ટ નથી રહ્યો. તેણે તો ઘેરેઘેર ઢેડવાડો અથવા ભંગીવાડો રચી દીધો છે. જાજરૂ પાછળ વધારે ખર્ચ કરવાની જરૂર છે એટલુંજ નહિ પણ મેલાની છીટ કાઢી નાંખી તે સ્વચ્છ રાખવા પાછળ વધારે ધ્યાન આપવાની પણ જરૂર છે.

હાલમાં સુરત તથા ખેડા જીલ્લાનાં ઘણાં ગામડાંમાં મોટાં મોટાં ઘર બાંધવાનો ધો લાગ્યો છે. કેટલાક તો કરજ કરીને તથા જમીન વેચીને પણ ઘર બાંધે છે. અને આવડાં આવડાં મોટાં ઘર બાંધવા છતાં તેમાં નથી સગવડનો વિચાર હોતો કે

નથી શોભાનો. વળી ઘર ઉપર પતરાં નાંખવાનો રિવાજ તો હમેંજ સર્વસામાન્ય થઈ પડ્યો છે. જનસુખાકારી તથા સૌન્દર્યની બન્ને દૃષ્ટિએ આ ખરાબ છે. આ તરફ ધ્યાન ખેંચવાની જરૂર છે.

૪ **રાચરચીલું**. બહુ ઓછાં રાચરચીલાંથી ચલાવવું જેમ અગવડ ભરેલું છે, તેમ જરૂરી કરતાં વધારે રાચરચીલું ઘરમાં રાખવું એ પણ અગવડભરેલું અને નુકસાનકારક છે.

૫ **અતિથિસત્કાર**. પૂર્વના દેશોની સંસ્કૃતિનું આ એક સુંદર અંગ છે. આપણા લોકોએ તો અતિથિને દેવ માન્યો છે. અતિથિનો સત્કાર જેટલો પ્રેમભાવથી થાય છે તેટલો વૈભવ અને સાધન સંપત્તિથી નથી થતો. અતિથિને માટે આપણાં બારણાં ખુલ્લાં હોવાં જોઇએ અને તેનો સત્કાર શી રીતે કરવો તથા તેની સગવડ શી રીતે સાચવવી એની કેળવણી કુટુંબનાં દરેક માણસને–બાળકોને તથા નોકરો હોય ત્યાં નોકરોને–આપેલી હોવી જોઇએ. દરેક કુટુમ્બે પોતાની સ્થિતિ પ્રમાણે યોગ્ય ખર્ચ આ બાબતનું રાખવું જોઇએ.

૬ **બાળકોની કેળવણી–પુસ્તકો, માસિકો વગેરે**—આની પાછળ કરવું જોઇએ તે કરતાં આપણે ઓછું ખર્ચ કરીએ છીએ. નાનાં નાનાં બાળકોનાં લગ્ન પાછળ બે બે અને ત્રણ હજાર રૂપિયા ખર્ચનાર કુટુમ્બો એજ બાળકોની કેળવણી પાછળ બાસ્સો કે પાંચસો રૂપિયા ખર્ચવા પણ તૈયાર નથી હોતાં. અલબત્ત બન્ને ખર્ચ કરતી વખતે માબાપ તો સુખનોજ વિચાર

કરતાં હોવાં જોઈએ, પરંતુ બાળકને વહુ મળે તો તે વધારે સુખી થાય કે કેળવણી મળે તો વધારે સુખી થાય એ વિચારવાની બહુ જરૂર છે.

બહારની દુનિયાથી વાકેફ રહેવા તથા ઉચ્ચ વિચારો જાણવા અને સંસ્કારો મેળવવા કુટુમ્બો યથાશક્તિ સારાં વર્તમાનપત્રો તથા સારાં પુસ્તકોની સગવડ બીજી બાબતમાં કરકસર કરીને પણ રાખે એ જરૂરનું છે. ઘણાંયે ખર્ચ કરી શકે તેવાં કુટુમ્બો પણ આ ખર્ચ નથી કરતાં.

૭ **પ્રવાસ–જાત્રા.** કેળવણીનું એટલે માનસિક વિકાસનું પ્રવાસ એ બહુ અગત્યનું સાધન છે. હમણાં રેલ્વે વગેરે મુસાફરીનાં સાધનો થયેલાં હોવાથી પ્રવાસ કરવાનું બહુ સહેલું થઈ પડયું છે. પરંતુ તેની સાથે પ્રવાસથી મળવા જોઈએ તે લાભ આવા રેલ્વેના પ્રવાસથી મળતા નથી. મહાન પ્રવાસીઓને સંસ્કૃતિનો વિનિમય કરનાર વેપારીઓ ગણી શકાય, પરંતુ રેલ્વેમાં પાર્સલની માફક પૂરાઈ દેશમાં એક છેડેથી બીજે છેડે દોડનારા પ્રવાસીઓ તેમ કરી શકતા નથી.

જેણે કેળવણી અથવા સંસ્કૃતિના ઉદ્દેશથી પ્રવાસ કરવો હોય તેણે પગપાળા પ્રવાસ કરવો એ ઉત્તમ છે.

આપણા દેશમાં ચાર ધામની યાત્રાનું મહત્વ બહુ ગણાયું છે એ યોગ્ય છે. ચાર ધામની યાત્રા કરી લોકો આખા દેશનું દર્શન કરતા તથા દેશ વિષે યથાર્થ જ્ઞાન મેળવતા.

રેલ્વે થવાને લીધે સહેજસાજ કામ સારૂ એક ગામથી બીજે ગામ જવાની રીત આજે બહુ વધી પડી છે. તેમાં ઘટાડો કરવાની જરૂર છે. પણ કેળવણી તથા સંસ્કૃતિની દૃષ્ટિએ પ્રવાસ કરવાની રીત વધારવાની જરૂર છે.

૮ **મંદવાડ.** આ એક રીતે ખોટું ખર્ચ છે, પણ નાહકનું છે. કાળજી રાખી શરીર સાચવીએ તો આ ખર્ચમાંથી બચી જવું આપણા હાથમાં છે. બજારૂ દવાઓ પીવી તથા સહેજસાજમાં દાકતરને ત્યાં દોડવું એ નુકસાનકારક છે.

૯ **ઘરેણાં-વીમો.** આખી દુનિયામાં જ્યાં જુઓ, ત્યાં બધે, સુધરેલા દેશોમાં કે જંગલી દેશોમાં ખાસ કરીને સ્ત્રીઓમાં શોભાને અર્થે ઘરેણાં પહેરવાનો રિવાજ છે. પરંતુ સાચી શોભા ઘરેણામાં નથી એ દરેક સમજદાર માણસ સમજી શકે એવી વાત છે. ઘરેણાંનાં ખર્ચ ઓછાં કરવાની જરૂર છે.

પરંતુ ઘરેણાં પાછળ ખર્ચ કરવામાં બીજી દૃષ્ટિ પણ હોય છે. સ્ત્રીઓ પાસે કેટલુંક ઘરેણું સ્ત્રીધન તરીકે રહે છે તથા કુટુંબમાં પણ મીલકતના પ્રમાણમાં અમુક ઘરેણાં રાખવાનો રિવાજ હોય છે, તે આફતને સમયે જવાબ દે એ હેતુથી રાખવામાં આવે છે.

ઘડપણમાં કામ આવે અથવા મરણ પછી પોતાની પાછળનાંને કામ આવે એટલા માટે વીમો ઉતરાવવાની નવી રીત હમણાં પડી છે. આ પ્રથા ઉત્તેજનપાત્ર નથી. સગાંવહાલાં તથા સમાજ પ્રત્યે અણવિશ્વાસની દૃષ્ટિ તેમાં રહેલી છે. વળી

આપણી પાછળ રહેલાંને નિરાધાર શા સારુ કલ્પવાં ? પ્રામાણિક-પણે પુરૂષાર્થ કરનારને પોષનાર વિશ્વંભર બેઠો છે. પ્રેરણાં કે વીમા કરતાં, આપણા હાથ, દુઃખ સામે ટકવાનું આપણું મનો-બળ અને ઇશ્વર ઉપર શ્રદ્ધા એ સંકટના સમયમાં આપણને વધારે સાચો જવાબ દે એમ છે.

વીમાની સામે બીજો પણ એક વાંધો કાઢી શકાય. વીમા કંપનીમાં ભરાયલી રકમ કેવી રીતે વપરાય છે અને ક્યાં રોકાય છે તે ઉપર આપણો કશો અંકુશ હોતો નથી. આપણે જેને અધર્મ માનતા હોઇએ એવે માર્ગે પણ એ રકમનો ઉપયોગ થાય.

વળી છોકરાં હીણકમાઉ નીવડશે એવી બીકથી તેમને માટે ધનનો મોટો વારસો મૂકી જનારા માણસો, પોતાની પાછળ કજિયાકંકાસનો વારસો પણ ઘણું ખરું મૂકતાજ જાય છે.

૧૦–૧૧. **લગ્ન, મરણને લગતાં ખર્ચો.** આ બાબતને લગતાં ખર્ચો કેટલાંક બહુ ઓછાં કરી નાંખવાની અને કેટલાંક કાઢી નાંખવાની જરૂર છે. લગ્ન નિમિત્તે ભોજનનાં ખર્ચ આપણે અતિશય વધારી મૂક્યાં છે. મરણ પાછળ થતાં ભોજન ખર્ચ તો એકદમજ બંધ થવાની જરૂર છે. શ્રાદ્ધ સંવત્સરીને અંગે પોતપોતાની માન્યતા પ્રમાણે ધાર્મિક ક્રિયા લોકો ભલે કરે, પણ તે દિવસે મોટાં મોટાં ભોજનો કરવાં નકામાં છે. બ્રહ્મભોજન કરાવવાથી પુણ્ય મળે છે એ ખ્યાલ છોડી દેવા જેવો છે.

લગ્ન પ્રસંગે સગાંવહાલાં તરફથી ચાંલ્લો કરવાનો રિવાજ બહુ સારો છે. એમાં સહકારનું તત્ત્વ રહેલું છે. કેટલીક નાતોમાં

જેને ત્યાંથી ચાંલ્લો આવ્યો હોય તેને તેમાં કાંઈક ઉમેરીને પાછું આપવાનો રિવાજ છે એ કાઢી નાંખવા જેવો છે.

૧૨. **વ્રત ઉત્સવાદિને નિમિત્તે થતાં ખર્ચો.** વ્રત પૂરૂં થયા પછી તે ઉજવવાનો સામાન્ય રીતે નિયમ હોય છે. અને આને અંગે મોટાં ભોજનો તથા વરઘોડા આદિનાં ખર્ચ કરવામાં આવે છે. આ પ્રથા ખોટી અને કાઢી નાંખવા જેવી છે. આવી ધમાલ કરવાથી વ્રતનું ધાર્મિક સ્વરૂપ બદલાઈ જઈ તે વહેવારનું સ્વરૂપ પકડે છે.

૧૩ **લાગા—જાહેર ફાળો—ધર્માદા.** આ ખર્ચો બહુ જરૂરી છે. પરંતુ આજે આપણે તેમાં જોઈએ એટલો વિવેક વાપરતા નથી. દાન સુપાત્ર હોવું જોઈએ. વળી દાનની સુવ્યવસ્થા થશે કે કેમ તેની ખાતરી હોવી જોઈએ. આ દૃષ્ટિએ જોતાં નવરા બેસી રહેનારા ગોર, બાવા અને મુખિયાજી તથા નકામાં ખર્ચો કરનાર મંદિરોને પોષવાં એ ધર્મ નહિ. પણ અધર્મ છે. અવ્યવસ્થિત ચાલતી જાહેર સંસ્થાઓમાં પણ દાન નહિ આપવું જોઈએ. ધર્માદા દાન કરતાં લાગા અને જાહેર ફાળા એ જુદી ચીજ છે. સરકાર જેમ રાજ્યવ્યવસ્થા માટે લોકો પાસેથી કર લે છે, તેમ મહાજન, ગામ અથવા નાત પોતાની વ્યવસ્થા માટે લોકો પાસેથી લાગા લે છે. લાગા ફરજિયાત હોય છે, ત્યારે જાહેર ફાળામાં રકમ ભરવી મરજિયાત હોય છે એટલો તેમાં ફેર છે. પરંતુ બન્નેમાં પૈસા આપતી વખતે આપણે એહસાન નથી કરતા પરંતુ એક પારમાર્થિક થાપણ મુકીએ છીએ અથવા ધીરધાર કરીએ છીએ. સમાજના અંગ

નહીંકે આવી રીતે આપેલી રકમનો લાભ આપણને સીધી કે આડકતરી રીતે મળે જ છે. આવા લાગા અથવા ફાળાના વહીવટ વિષે આપણા લોકોમાં સામાન્ય રીતે બેદરકારી જોવામાં આવે છે તે સારું નથી.

કીર્તિના લોભે દાનધર્મ કરવો, સરકારની ધાકથી રાજમાન્ય ફંડોમાં પૈસા ભરવા એમાં ધર્મ કરતાં અધર્મ છે.

સ્વરાજ્ય માટે ફાળો આપવો, કેળવણીનો ફેલાવો થાય તે માટે ફાળો આપવો, ગરીબ વિદ્યાર્થીઓને કેળવણી લેવામાં મદદ કરવી, દવાપાણીની સગવડ કરવામાં મદદ કરવી, કૂવાની જરૂર હોય ત્યાં કૂવા બંધાવવા અને જૂના કૂવા સમરાવવા, સાહિત્ય, સંગીત અને કળાને યોગ્ય અને પ્રમાણસર ઉત્તેજન આપવું એ બધા નાણાંનો સદ્વ્યય કરવાના સારા રસ્તા છે.

૧૪. **મોજશોખનાં ખર્ચો.** દરેક કુટુંબ આવાં ખર્ચો થોડાં ઘણાં કરે જ છે.

એમાં કાળજી એ રાખવાની છે કે આપણા મોજશોખ સંસ્કારી અને ઉન્નત હોય. ક્ષુદ્ર મોજમજામાં પૈસા ખર્ચવા, બીડી, તંબાકુ જેવાં વ્યસનોને નિર્દોષ મોજ ગણી તેમાં પૈસા ખર્ચવા એ સારું નથી. આપણી મોજો એવી હોવી જોઇએ કે જેથી આપણને પોતાને કે બીજા કોઇને શારીરિક કે નૈતિક નુકસાન ન થાય.

૧૫. **નોકરચાકરનાં ખર્ચ.** સાધારણ સ્થિતિનાં કુટુંબોમાં આ ખર્ચ નથી હોતો. શ્રીમંતોને ત્યાં જ હોય છે. શ્રીમંત

લોકો પણ બનતાં સુધી નોકર ન રાખે અને નોકરને પોષવા કરતાં પોતાનાં સગાં સંબંધીઓને પોષે તથા તેમની પાસેથી વિવેકસર પણ પૂરેપૂરું કામ લે એ વધારે ઇષ્ટ છે. નોકરો રાખવા જ પડે તો વારંવાર તેમને બદલવા ન જોઇએ અને ઘરના માણસની પેઠે તેમને રાખવા જોઇએ. નોકરો હોય તેથી ઘરના લોકો નવરા બેસી રહે તે તો અત્યંત હાનિકારક છે. તેમણે કાંઈ ને કાંઈ ઉદ્યોગ તો કરવોજ જોઇએ.

નોકરો રાખનારા આટલા પ્રશ્નોનો વિચાર કરે એ જરૂરનું છે. પોતાથી સહેજે થઇ શકે તેવું કામ કેવળ ધનના જોરને લીધે બીજા પાસે કરાવવું કેટલે દરજ્જે ઇષ્ટ છે? હાથે કામ કરી લેવામાં વધુ સગવડ છે કે નોકર પાસે કરાવવામાં? નોકર અને શેઠ બેમાંથી વધારે પરાવલંબી કોણ?

ખર્ચની વિગતોનો ઉપર જે વિચાર કર્યો તે ઉપરથી કયાં ખર્ચ નકામાં હોઈ કમી કરવા જેવાં છે, કયાં ખર્ચમાં કરકસર કરવા જેવી છે અને કયાં ખર્ચ આપણે વધારવાની તથા નવાં કરવાની જરૂર છે તેનો ખ્યાલ આવશે.

આ ઉપરાંત દરેક કુટુંબે બીજી કેટલીક બાબતો ધ્યાનમાં રાખવા જેવી છે તેનો વિચાર કરીશું.

૧. **સ્વદેશી.** આપણે જે નાણાં ખર્ચીએ તે કયાં જાય છે તે જોવું એ જરૂરી છે. જ્યાં કમાણી કરીએ ત્યાંજ ખર્ચ પણ કરીએ તથા આપણા ગામમાં અથવા આપણી નજીકમાં બનેલી જે ચીજો મળી શકતી હોય તે પરગામથી અથવા પરદેશથી

ન લાવીએ એ સ્વદેશીની વ્યાખ્યા છે. આર્થિક ક્રાન્તિના આ જમાનામાં સ્વદેશી એ એક યુગધર્મ થઇ પડ્યો છે. ગામડાંમાંથી આવક કરવી અને શહેરમાં ખર્ચવી તથા કાપડ અને એવી સહેજે દેશમાં બની શકે તેવી વસ્તુઓ પરદેશી ખરીદી પરદેશ પૈસા મોકલવા એ અધર્મ છે.

૨. **સહકાર.** અનાજ, કપડાં વગેરેની વાષિક ખરીદી કરવામાં સગાં સંબંધી તથા ધર્મમિત્રો સહકાર કરે અને પોતાને જોઇતો માલ જથાબંધ ખરીદે તો બધાને કેટલોક લાભ થાય. પાસે પાસે રહેતાં કુટુંબોએ આ પ્રયોગ અજમાવવા જેવો છે.

૩. **ગોરક્ષા.** ગોરક્ષાનો ધર્મ દરેક કુટુંબે સ્વીકારવો જોઇએ. ગોરક્ષાનો વ્યાપક અર્થ પ્રાણી માત્ર ઉપર દયાભાવ એ છે. તેનો સંકુચિત અર્થ ગામનું રક્ષણ અને ગામની પૂજા છે. હિંદુસ્તાન જેવા દયાધર્મને પ્રાધાન્ય આપનારા દેશમાં ગાય, બળદ, ઘોડા, કૂતરાં જેવાં પાળવામાં આવતાં પશુઓ બીજા દેશોને મુકાબલે બહુ જ દુબળાં હોય છે. આમાં ઢોરની ઉછેર અને સાચવણી સંબંધી અજ્ઞાન એ કારણભૂત છે. આ બાબતમાં પશ્ચિમના દેશોમાંથી આપણે ઘણું શીખવાનું છે. ગાય ભેંસ જેવાં દૂઝણાં ઢોરની સાચવણી આપણે બરાબર નહિ શીખીએ ત્યાં સુધી આપણા દેશનો ઘી અને દૂધનો પ્રશ્ન ઉકલવાનો નથી. શહેરોમાં બાળકો માટે દૂધનો પ્રશ્ન તો બહુજ તીવ્ર થઇ ગયો છે. શહેરોમાં ઢોર પાળવાનું સાધારણ કુટુમ્બ માટે અશક્ય છે. પરંતુ ગામડાંમાં તો દરેક કુટુમ્બે પોતાથી બની શકે તેટલી ગાયો, ભેંસો રાખવી જોઇએ.

૪. **મૂડીનું રોકાણ.** જે કુટુમ્બ પાસે મીલકત અથવા અર્થસંચય હોય તેણે તે એકજ રૂપમાં ન રાખવો જોઇએ. ઘર, દુકાન, ખેતર, ઘરેણાં, બેંક કે શરાફ પાસે રાખેલી થાપણ, કેટલીક નગદ રોકડ, ચારિત્ર્યવાન સગાં સંબંધી કે મિત્રો અને આશ્રિતોને ધીરેલી રકમ, લાંબો કાળ ટકે એવાં ઘરનાં રાચરચીલાં તથા વાસણકુસણ અને ગાય બળદ વગેરે ઢોર—આમ અનેક રૂપમાં મીલકત રાખવી જોઇએ.

૫. **સંયુકત અને વિભકત કુટુમ્બ પદ્ધતિ.** સંયુકત કુટુમ્બ પદ્ધતિ એ આપણા દેશની જૂની સંસ્થા છે. એ પદ્ધતિથી રહેણી ઓછી ખરચાળ થાય છે અને કુટુંબનાં માણસોમાં જો સહકાર અને સંપ હોય તો કુટુંબ સુખી પણ થાય છે. સહકાર કરવાની શકિત, ધીરજ, સહનશીલતા, આત્મવિલોપન એ બધા ગુણો સંયુકત કુટુમ્બમાં કેળવાય છે. પણ હૃદયનો વિકાસ બરાબર થયેલો હોય તેજ સંજોગોનો લાભ લઇ આવા ગુણો કેળવી શકે છે. પરંતુ કુટુમ્બનાં માણસો સંસ્કારી ન હોય, પરસ્પર દ્વેષ કરતાં હોય અને કુસંપ રાખતાં હોય તો તો સંયુકતકુટુમ્બ એ પૃથ્વી ઉપરનું નરકજ બની જાય છે. સંયુકત કુટુમ્બમાં પુરૂષાર્થ અને સ્વતંત્રતા ઘણી વાર હણાય છે. અને સલામતી તથા પરાવલંબિતા શોધવાની વૃત્તિ આવી જાય છે. એટલે સંયુકત કુટુંબમાં રહેવું કે વિભકત થઇ જવું એ દરેક કુટુમ્બના સંજોગો ઉપર આધાર રાખે છે. એને માટે કાંઇ નિયમ ન હોઇ શકે. આજના ધર્મ-ક્રાન્તિ તથા આદર્શક્રાન્તિના દિવસોમાં બાપદીકરા તથા ભાઇભાઇ વચ્ચે ઘણી વાર તો વિચારોમાં એટલો બધો ફેર પડી જાય છે કે સંયુકત રહેવું લગભગ અશકય બની જાય છે.

૬. **નાત.** નાત એ કૌટુમ્બિક આદર્શનીજ વધારેલી આવૃત્તિ છે. સંયુક્ત કુટુંબ તથા જ્ઞાતિબંધારણ એ બન્નેના ગુણદોષ સમાન છે. આજે તો આપણું જ્ઞાતિબંધારણ સડી ગયેલું છે, અને તેનો મોટે ભાગે દુરૂપયોગજ થાય છે. નાતનો ડર ઘણા માણસોને પોતાને સારૂં લાગતું કામ કરતાં અટકાવે છે. અસ્પૃસ્યતામાં નહિ માનનારાં કેટલાંયે કુટુમ્બો કેવળ નાતના ડર ખાતર ઉઘાડેચોક અસ્પૃસ્યતા કાઢી શકતાં નથી. આજે આપણા સમાજની સ્થિતિ એવી છે, કે નાતનો ડર જ્યાં સુધી લોકો છોડી નહિ દે ત્યાં સુધી જાહેર જીવનમાં જોમ નહિ આવે અને કૌટુમ્બિક જીવનમાંથી દંભ ઓછો નહિ થાય.

૭. **કુટુમ્બમાં સ્ત્રીઓનું સ્થાન.** સ્ત્રીઓને ઘટે તે સ્થાન આપણા દેશમાં આજે નથી. કેટલાક તો સ્ત્રીને કુટુંબની ચાકરડી માનનારા પણ પડયા છે. કેળવાયલા તથા સંસ્કારી ગણાતા માણસો સ્ત્રીઓને સારાં કપડાં પહેરાવીને ફેરવે છે, તેમને માથે કામનો બોજો ઓછો નાંખે છે, તેમને વાંચવા વગેરેનાં સાધનો આણી આપે છે, છતાં એ લોકો હમેશાં સ્ત્રીઓનો દરજ્જો ઉંચો માને છે એમ ન કહી શકાય. જ્યાં સુધી સ્ત્રીમાં પરાધીનતાની વૃત્તિ રહેલી છે ત્યાં સુધી તેનો દરજ્જો ઉંચો થવાનોજ નથી. પરંતુ આ પ્રશ્ન જુદા લેખનો વિષય થઈ શકે. એની ચર્ચા અહીં નહિ ઉપાડી શકાય. એટલુંજ કહેવું બસ થશે, કે સ્ત્રીઓએ કુટુમ્બની બધી જવાબદારીઓમાં ભાગ લેવા તૈયાર થવું જોઇએ. કુટુમ્બની સ્થિતિ કેવી છે. કુટુમ્બની કમાણી કયે રસ્તે થાય છે, કુટુમ્બે કયા કયા માર્ગે ખર્ચ કરવું એ

બધામાં સ્ત્રીઓએ સક્રિય ભાગ લેવાની જરૂર છે. શ્રમજીવી વર્ગમાં તો સ્ત્રીઓ પણ ઉદ્યોગ કરતી હોવાથી આ બધામાં બરાબર ભાગ લે છે પરંતુ બુદ્ધિજીવી વર્ગમાં સાધારણ સ્થિતિનાં કુટુમ્બોની દશા બહુ વિષમ છે. આવાં કુટુમ્બોમાં કમાનાર એક અને ખાનાર ઘણાં હોય છે. કુટુમ્બના ભારને પહોંચી વળવા સારૂ નીચી મુડી ઘાલીને ધંધો નોકરી કરી શરીર ઘસવી નાંખનારા માણસો શહેરમાં કેટલા બધા જોવામાં આવે છે? આવાં કુટુમ્બમાં સ્ત્રીઓએ કેવળ ઘરકામ કરી બેસી ન રહેતાં સમાજને ઉપયોગી એવું કાંઇ ને કાંઇ કામ કરીને પુરૂષનો બોજો ઓછો કરવાનો પ્રયત્ન કરવાની બહુજ જરૂર છે. તેમાં સ્ત્રીની પ્રતિષ્ઠા છે.

૮. **ઘરગથ્થુ ઉદ્યોગો.** આ ચર્ચામાંથી આપણે ઘરગથ્થુ ઉદ્યોગોના પ્રશ્ન ઉપર આવીએ છીએ. કૌટુમ્બિક અર્થશાસ્ત્રમાં ઘરગથ્થુ ઉદ્યોગોનું સ્થાન બહુ મોટું છે. ઘરગથ્થુ ઉદ્યોગોથી ખર્ચમાં કરકસર થઇ શકે છે તથા કુટુંબની કમાણીમાં વધારો થાય છે. ખેડુતોનો વર્ષમાં અમુક સમય પુષ્કળ નવરાશનો આવે છે. તે વખત જો તેઓ ઘરગથ્થુ ઉદ્યોગોમાં ગાળે તો ઘણો લાભ થાય. મહાત્મા ગાંધીએ તેમને રેંટિયો અને સાળ બતાવીજ દીધાં છે એટલે તે વિષે વધારે લખવાની જરુર નથી. બુદ્ધિજીવી વર્ગમાં તો પુરુષો અને સ્ત્રીઓ બધાનેજ દરરોજ પુષ્કળ નવરાશ મળે છે. આજે કોઇ પણ વસ્તુ જોઇતી હોય તો ઝટ બજારમાં દોડવાની ટેવ પડી ગઈ છે. દરેક વસ્તુઓ તૈયાર લઈ આવવાથી હસ્ત કૌશલ્યનો આપણામાંથી લોપ થવા માંડયો છે.

આ તરફ ધ્યાન ખેંચાવાની જરૂર છે. મધ્યમ વર્ગનાં બધાંજ કુટુમ્બો ધારે તો કપડાંની બાબતમાં સ્વાવલંબી થઇ શકે એવી આપણે ત્યાં સ્થિતિ છે.

આમ કમાણી તથા ખર્ચની બાબતમાં માણસ વધારે ને વધારે ઉંડો ઉતરીને વિચાર કરતો થાય અને આ બન્ને બાબતમાં સમાજમાં સાદાઇનું તથા પ્રામાણિકતાનું ધોરણ ઉંચું થાય તો લોકો વધારે સુખી થાય. કરકસર, સાદાઇ, ભૂતદયા અને જાતમહેનત,—આ ચાર વસ્તુની અંદર ઐહિક અને પારલૌકિક ઉત્કર્ષ રહેલો છે. માણસ સાચી રીતે કમાણી કરે તો જોઇએ તે કરતાં વધારે તે મેળવી જ ન શકે અને સાચી રીતે ખર્ચ કરે તો જોઇએ તે કરતાં વધારે તેણે વાપરવું જ ન જોઇએ. અશોકે તો આખું કૌટુમ્બિક અર્થશાસ્ત્ર બેજ વાક્યોમાં સમાવી દીધું છે. **अल्पभाण्डता साधु, अल्पव्ययः साधुता** સાધુ પુરૂષ પરિગ્રહ પણ ઓછો કરે છે અને વ્યય પણ ઓછો કરે છે.

---

સુરત લીમડાચોકમાં આવેલા 'નવયુગ' મુદ્રણાલયમાં ભ ઝવેરભાઈ પટેલે પ્રકાશક ત્રિભુવન ધર્મચંદ શાહ, સ્ર સ્વરાજ્ય આશ્રમ માટે છાપ્યું.